# 'નવલ-પુષ્પ હાર'

યાને

# ગાયનનો ભંડાર.



બુકસેલર—જહુલાલ નારણદાસ. મુ. નડીઆદ.

કરી છપાવનાર

પ્રત ૪૦૦૦

# નવલ-પુષ્પ.



ભુલનો ભોગ— ગાયન ૧

વાગ્યાં હોય તે જાણે હો કામ બાણ વાગ્યાં હોય તે જાણે
ઓલા લંગોટીઆ શું પીછાણે—હો કામબાણ વાગ્યાં હોય તેજાણે
અલ્લાઉદ્દીનને લાગ્યાં પૃથુરાજને લાગ્યાં ઠંડા થયારે મસાણે
કરણઘેલાને પાટણમાંહે લાગ્યાં મેં વાંચ્યુ ઇતિહાસ પાને—
હો કામ બાણ
વાંઢો આ લાલજી ફક્કડ વિલાસી નયનોનાં બાણ મારી જાણે
ભોળી કોઇ ભેંસ બાઇ ભડકી ઉઠે ત્યાં, નાક ઘસી નાખવુ
તે ટાણે—હો કામબાણ

બુદ્ધદેવ— ( ૨ )

ફુલની પાંખડી લ્યો પ્રાણ— ( ૨ )
ગણી અંતરની ઓળખાણ— ફુલની
શ્યામ સલુણા અમ ઘર આવ્યા શાં કરીએ સન્માન,
નાથ નગીના પરીમલ ભીના મન માન્યા મહેમાન—ફુલની
આજુ શું કહીએ સમજુને સખી નયનના બાણ,
વિમળ કમળ આ સરોવર જળનું ભોગી ભ્રમર સુજાણ—ફુલની

બહુ બંસરી— ( ૩ )

જરા કહેજો સાંવરીયાં શા જાદુ કર્યા ?
જાદુ કર્યા મન ઘેલાં કર્યા,
હતું મમ દિલ ભોળું, બાળ, ના સમજ્યું કુંવારૂં કંઇ,
કાતિલ તમારા કામણે બાલા દિવાની થઇ;
જીગર આમ લૂટી લઇને ના દવા પાગલને દેશો કંઈ,
જીવન વિનાની વેલીને પ્રીતીના પાણી પાશો નહિ,
હર્યાં અમ પ્રાણ નેહે નાથ, કરૂં વિનંતી સતાવો નહિ,
મોહન તમારાં હાસ્યથી, નયનો નચાવો નહિ;
શરમવશ શું મુખે કહેવું દયા ઘાયલની લાવો કંઇ;
શરમ આંખોની રહેતી હો, કલેજાં કૂણાં કાપો નહિ.

બલિરાજા— ( ૪ )

મારી સજની, તું કયાં રમીઆવી રજની, સાચુ બોલ બોલ બોલ,
શાણી સૈયર, તું શીદને આળ ચડાવે, કેડો છોડ છોડ છોડ ?
હમણાં માળા ગુંથી હતીને, હમણાં કેમ કરમાણી,
પરસેવો તને કયાં વળ્યો, તારી ભમ્મર કયાં ભીંજાણી–સાચું.
કાળો ભમરો શીરપર બેઠો, ઉરાડતાં ગભરાણી,
લાપોટે લટ છુટી ગઈ—મારી ભમ્મર ત્યાં ભીંજાણી,—કેડો
કસ્તુરી તારા અંગે મ્હેકે, કુસુમ કળીના હારો,
નયન રહ્યા છે નાચી નવેલી, મળીયો કોણ ઠગારો–સાચું.
ચંદ્ર સરોવર નહાવા ગઇતી, વાટે મળ્યો એક માળી,
છાબ ભરીને ગજરા આપ્યા, હું તો તમથી હારી—કેડો

રામાંડલીક—　　　( ૫ )

ખુને જીગરકો પીતી હું બસ ગમમેં તેરે યાર,
શહેરે ચમનસેં ફીરતી હું બસ ગમમેં તેરે યાર.
મય ચુપકે ચુપકે રોતી, મુંહ આંસુઓસે ધોતી,
વો કહાં ગયો મેરો મોતી, મોતી બીના ના સોતી–
બસ ગમમેં તેરે યાર–ખુને

દીલ ઉસીકું દીજીએ દીલદાર યાર હો,
કયા હિંદુ કયા મુસલમાં–કદરદાન યાર હો,

મેરી નજર જો તુમસે લડ ગઈ, મેં પલંગસે નીચે પડ ગઈ,
વોહ કહાં ગયો મેરે પ્યારે, મેં અગ્ની જેસી જલ ગઈ.
બસ ગમમેં તેરે યાર–ખુને

ખાકી પુતલા—　　　( ૬ )

રંડી નહી કીસીકી યાર, અએ ઘરબાર લુટાને વાલે !
હએ જુઠા ઇસકા પ્યાર, સબ નકલી કારોબાર
ઇસમે નફા નહી હએ યાર, અએ ઘરબાર લુટાને વાલે !
ઇસને દેખા શેઠ હએ જીસકો, ચેહ જાલમે લાઇ ઉસકો,
ખાકે માલ કહા તુમ ખીસકો, અએ બેટા મુરગી વાલે.
જીસકે પાસ હો ડેમ્બલર મોટર, બસ મર ગઈ રંડી ઉસપર
ફીર ઉસકા ઉડાયા છપ્પર, છકડા બન ગએ મોટર વાલે
રંડી નહી કીસીકી યાર, અએ ઘરબાર લુટાને વાલે !

મહાશ્વેતા કાદમ્બરી— ( ૭ )

શું કહું કથની મ્હારી રાજ, શું કહું કથની મ્હારી,
હું તો દેવના ત્રાસે હારી રાજ.................શું કહું૦
પરખી પારી જાતીક મેં અર્પણ કીધું મન મ્હારૂં;
પતિ તજી પરલોક સિધાવ્યા કરી જીવતર મમ ખારૂં રાજ—શું
ચંદન કાષ્ટની ચીતા રચાવી, પતિ સહગમનની આશે,
શુન્ય દેહ મમ સ્વામીતણો, પણ ઉડી ગયો આકાશે રાજ—શું
અરપ્યું મેં સર્વસ્વ સ્વામીને પ્રેમની કફની ધારી;
તજી જગત જંજાળ સર્વ હું પ્રીતે ભજું ત્રિપુરારી રાજ—શું

મહાશ્વેતા કાદમ્બરી— ( ૮ )

થઇ પ્રેમ વશ પાતળીયા મારા મનના માલીક મળીયારે થઇ.
પ્રીતે કરો મુખવાસ સજનવા, રાજ હૃદયના વાસી,
પ્રેમદા પ્રીત જ્યોત પ્રકાશી, મારા મનના મનોરથ ફરીયારે થઇ.
ભાગ્યવંત કર્યો ભગવતી મુજને, જીવન સફળ થયું મારૂં;
કરો શ્રી હરી શુભ તમારૂ, મારા મનના મનોરથ ફળીયારે થઇ.

અનુસુયા— ( ૯ )

આંખ વિના અંધારૂંરે, સદાય મારે આંખ વિના અંધારૂં.
કોઇ કહેશે લાલ લીલું—આ ધોળું ને આ પીળું;
મારે મન સઘળું કાળું કાળું રે ( ૨ ) સદાય.
કોઇને જગ લાગે સારૂં—કોઇને લાગે નઠારૂં;
મારે મન જીવતર ખારૂં ખારૂ રે ( ૨ ) સદાય૦

ભતૃહરિ—　　　　( ૧૦ )

પીં–ધીક યુવા ધીક મુજને, ધીક કામ વીકારજી.
જેણેરે ભુલાવી મને સત્યથી, કર્યાં નીચ વિચારજી,
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ક્ષમા કરોરે રાજા રંક છું નારી અજ્ઞાન જાતજી,
અન્ય વખત એવું નહીં કરૂં, લાજ્યા માતને તાતજી–ભેખરે.

ભ–કપટ રૂપીરે રાણી પીંગળા એ શું બોલે વચનજી;
રાજરે તજ્યું તુજ કારણે જો વિચારીને મનજી;
ભિક્ષા દેને મૈયા પીંગલા....

તુંરે ખોટી ને ખોટું રાજ છે, ખોટો સારો સંસારજી,
અલખ જગાવું વને એકલો, જેથી પામુ ઉદ્ધારજી–ભિક્ષા

પીં–રહોતો રાજા રસોઇ કરૂં, જમતા જાઓ સ્વામીનાથજી,
ક્ષીરરે નીપજાવુ ક્ષણ એકમાં જમીએ આપણ સાથજી–ભેખરે

મઢીરે કરાવું રંગ મહેલમાં, રાખું ગુપ્ત અવાસજી.
જેમરે જાણે નહીં જગતમાં, સાધો જોગ રહી પાસજી–ભેખરે

ભ–મહેલરે તારાને રાણી શું કરૂં, કેવો ગુપ્ત અવાસજી.
ક્ષીરરે ભોજન તારૂં રાણી શું કરૂં, નથી ભોગની આશજી–ભિક્ષા
વાસી જંગલના જોગી અમે, નહીં ગ્રામમાં વાસજી.
વિષની વેલીથી અળગો રહું, નહિ નારીનો પાસજી–ભિક્ષા

પીં–ભગવાં જોઇ રાજા ભરથરી, દાવાનળ દીલ થાયજી.
માઇ કહો ન મારા કંથજી, લાગે દેહમાં લાયજી–ભેખરે

ભ–બધુરે શું વદુ રાણી પીંગળા કરૂં અરે કેટલો ઉચ્ચરજી
બંધુ જેવોરે બંધુ તજ્યો માર્યો વચનનો મારજી;
હવેરે રાજને રાણી શું કરૂં !

અહલ્યાબાઇ—                    ( ૧૧ )

મને એવો પરણ્યો ભાવે, બોલ્યું આંખે લાડ લડાવે,
નોકર થઇને નમતો આવે, લાગે પાય પાય પાય,
મને ગમતાં વસ્ત્રો લાવે, હીરા મોતીડા મંગાવે,
પ્રેમે પ્રીતિરસ પીવડાવે, ચિતડું ચાય ચાય ચાય,
મીઠી બંસરી હું-એ મણીધર, મધુર નાદ પર ડોલે,
નયન ઇશારે થનથન નાચે, ખમા ખમા કહી બોલે
નમતો જાય જાય જાય,

ભલે મેઘ એ હોય શ્યામ હું વીજળી થોડી થોડી,
કામણગારો કૃષ્ણ જાણીને, બનુ રાધીકા ગોરી-જોડી,
જુગતી થાય થાય થાય,

ધોળે દિવસે રાત કહું તો, હાજી હા જે કરતો,
બની દીવાનો રૂપ રંગમાં પાછળ પાછળ ફરતો,
હક હોવે ધણી; તો તેવા જોઇયે લાગે પાય પાય પાય,

સંસાર નૌકા—                    ( ૧૨ )

શ્યામ ઝુલે હીંડોળા કુંજન બનમે! કુંજન બનમે મધુ બનમે
લતાએં પુષ્પોકો ઝુલેમે કયા ઝુલાતી હંએ ?
પવનકે ઝોકોમે કયેસી સુગંધી આતી હુએ ?
ચમનમેં ઝુકતે શાખેં સમા દીખાતી હુએ ?
મદનકો ગોદમે લેકર એહ સબ રમાની હંએ
બસ ગઇ સાવરી સુરત એહ નયનમેં

ચરખો:—　　　( ૧૩ )
શેઠાણી–મારવાડશે રેટીઓ કે કંતી મૂકી પુણી–રાજ (૨)
ગોમાજી ખાદીરી આબાદી દેખી લાડીજી રે ધુણી—
　　મોકે રેંટીઓ દીલાવો–મોકે ખાદીરે પહેનાવો
શેઠાણી–ખાદીરી શાડીને ચોળી–લાડીજી શણગારી
ગોમાજી–સોંઘુ ભાડુ શેખપુરરી જતરા કરવા ચાલી–મોકે
　　બાપ કમાવે બેટા ખાવે એશી ખાદી રોપી
　　બાપુ પહેને બહન બેટા પહેને ગાંધી ટોપી–મોકે
શેઠાણી–ગોરી કાતે રેટીઓ–મેં ખાદી તાર બનાઉ
　　ગરીબકો હય માળવો–ગાંધીજીકા ગુણ ગાઉં–મોકે

ચલતા પુર્જા—　　　( ૧૪ )　( રાગ કવાલી )
યુ ઝુલ્મ કર ન જાલિમ લુત્ફો કરમકે બદલે
એક દીન તુઝે મિલેંગે જુલ્મો સીતમકે બદલે
ઇસ જુલ્મે ના રવાકી આખર સજા મિલેગી
દોજખકા ગાર હોગા બાદે ઇરમકે બદલે૦
ઇસિ અયસે આરજુ પર ફુલા હુવા હય નાહક
મીટ્ટી કફ્ન હોગી જાહો હશમકે બદલે૦
દૌલત ન સાથ રહેંગી અજમત ન પાસ હોગી
કીડે કફ્નમેં હોંગે જાહો હશમકે બદલે૦—

સૂર્ય કુમારી—　　　( ૧૫ )
સોહામણી સ્વર્ગની વાટ એકદીન સોહાવજો હો રાજ
રસીલા અમરાપુરી વાટ એકદીન સોહાવજો હો રાજ.

સાખી.

મૃત્યુલોકનાં મનુષ્ય ક્યાં ક્યાં અમરાપુરી ઘાટ
અઘટિત-કહો એ કેમ બને વસમીવીકટ એ વાટ
મુગટમણિ તમે રાજસદનના પારીજાત તમે નંદન વનનાં
રાજવંશી દેવાંશી રસીકવર પ્રિત જ્યોત પ્રકટાવી પરસ્પર
મેળવવા અંતરમાં અંતર સ્વર્ગ અમારે સોહાવજો હો રાજ.

રાજા સંભાજી— [ ૧૬ ]

રાજા તારા ડુંગરીઆ પર બોલે ઝીણા મોર
મોર જો બોલે પપૈયા બોલે કોયલ કરેરે કલશોર (૨)–રાજા
માઝમ રાત વીજલડી ચમકે છાઈ ઘટા શી ઘનઘોર (૩)–રાજા

સાખી.

કોકિલ કલવર તુ કરી બળતીને નવ બાળ
હું સુતી પિયુ વિરહમાં હેડે ઉતરે ઝાળ
બાઈ "મીરાં" કહે પ્રભુગીરધરનાગર તું મારા ચિતડાનોચોરરાજા

છત્ર વિજય— [ ૧૭ ]

મોહે પનઘટ પર નંદલાલ છેડે ગયો રે.
મોરી નાજુક કલૈયાં મરોર ગયો રે;
મોરી ચોલીકે તંગ બંધ તોરે ગયો રે—માહે
કંકરી મોહે મારી ગગરી ફોર ડારી;
શ્યામ સુંદર ચુનરીઆં ભીંજાય ગયો રે;
મોહે નયન કે સેનમેં સમજાય ગયો રે—મોહે

રાજ તિલક— [ ૧૮ ] રાગ કવાલી

સહુ ફરજંદ ખુદાનાં છે સહુમાં નુર ખુદાનું છે
અગર હો હિંદુ યા મુસ્લીમ સહુ કુદરત ખુદાની છે
પઢો પુરાણુ યા કુરાન અવસ્તા બાઇબલ ઇન્જલ
સહુમાં તેજ છે સરખું સહુ કુદરત ખુદાની છે
જપો મુખ રામ કે રહેમાન અગર જરથોસ્ત કે ઇસુ
જુદાં છે નામ એ તો પણ સહુ કુદરત ખુદાની છે
પ્રભુ છે કાશી કાબામાં મંદિરો ને મસ્જીદોમાં
કરી હકતાલા એ "અમૃત" સહુ કુદરત ખુદાની છે.

રૂપ કુમારી— [ ૧૯ ]—:રાગ ગઝલ:—

રીબાયો છું ફસાયો છું કુટાયો છું લુંટાયો છું
ફુભાયો છું મુંઝાયો છું અમારી આમ બાબત છે.
પકડતાં જાળમાં ઉંદર ભરાયો સર્પ તે અંદર
હર્યું ઘોડા બદલ ખચ્ચર અમારી આમ બાબત છે !
ખીજાણું નાર નખરાળાં મુઝાણું જોઈ ગોટાળા
પછીથી પુછડાવાળો મળ્યો તો આમ બાબત છે !
તમારા કષ્ટ સઉ ટળશે, અવશ્યે ન્યાય પણ મળશે,
તમારા શત્રુ સપડાશે અમારી આમ બાબત છે !
તમારી એ કબુલત છે ! અમારી આમ બાબત છે !

૨ મંડલિક— [ ૨૦ ]

હઠ છોડ સખી ચલ સંગ મેરે તોહે વૃજમે કાન બુલાવત હે
નહી તુમ બીન વાંકો ચયન પરત નહિ ખાનપાન કુછ ભાવત હય
મોર મુકુટ નહી પહેનત હય નહિ અંગ સુગંધ લગાવત હય
નહી ધેનુ ચરાવન જાત સખી વોહે બંસીનાદ ન ભાવત હય
કયું એસો હીયો તેરો કઠીન ભયો તોહે લાજ શરમ નહિ આવત
જાકો જોગીજન ધ્યાન ધરત બ્રહ્માદીક પાર ન પાવત હય
તોરી પ્રીતમેં ભુલ ગયો પ્રભુતા તકસીર વો માફ કરાવત હય
એક બાતન ઝુઠ કહુ સજની અબ કયા ઈતના તરસાવત
પિયા માધોસે બેગે મીલો પ્યારી વો તેરેહી નાજ ઉઠાવત

રાજા મ ભાઈ— [ ૨૧ ]

સાખી.

કાયા કદી છાયા થકી-કોથી અલગ થાશે નહીં
સ્વામી વીના સતી નારથી-પલવાર જીવાશે નહીં.
ભારત રમણી એ છે નાર;
એકને માને એકને જાણે એકજ સમજે પ્રાણાધાર-ભારત
પતિને સમજે જગની જ્યોતિ જીવનના અજવાળા
રોમ રોમને શ્વાસ શ્વાસ પર જપતી પ્રિયતમ નામની માળા
અહો નીશ એજ વિચાર............... ..............ભારત
કોઇ કરે વિશ્નુની ભક્તિ કોઇ કરે શંકરની સેવા
સતિનો વિશ્નુ શિવ પતિ છે અન્ય થકી નહીં લેવા દેવા
એજ કરે ભવપાર............... .......... ...........ભારત

૧૧ ૧૨૪૪૬

માયા મોહિની—        [ ૨૨ ]   રાગ-ગજલ

વખત પલટાય છે. જ્યારે બધુ પલટાઈ જાયે છે
બને છે દાસ ભુપતીને નૃપાલો દાસ થાયે છે.
હતો ખોંખાર અશ્વોનો ખરો ત્યાં ભૂંકતા જોયા
હતા જ્યાં દાન કરનારા લુંટારા ત્યાં જણાયે છે-વખત
નથી એ દોષ કોઈનો ખરેખર ખુબી કીસ્મતની
હતો જે ભક્ષ સીંહોનો શૃંગાલો આજે ખાએ છે,
બધી જાહોજલાલી આ દીવસ બે ચારની ગાફીલ
બની મગરૂર માણસ તું વૃથા શાને ફુલાયે છે-વખત

કામલતા—        [ ૨૩ ]

વાટ જુવે છે વહાલી રસીક વર રજા અમેતો લઈશું બા
પ્રેમ ગુંથણી ગુંથો છાનાં દુર હમે તો થઈશું બા
મને એકલી મુકીને તમે જાઓ ના;
થશો એકલાં તમે ત્યાં જાઓ બા.
મને લાગે છે બ્હીક— બધું ઠીક છે ઠીક;
એમ કેમ..................
ખાલી કરો છો પતરાજી— અમે જઈએ એમાં રા...;
છતાં કરો છો સફાઈ— છોડો જાસું હમે બાઈ;
હવે આવજો બા— સખી તું....................
હા આવજો બા— અલી તુ..................
હા આવજો બા—
કરો અમેન અમન હમે જઈસું બા...................વાટ

બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ— [ ૨૪ ] રાગ, ભજન—

વિષય વાત મમ માત તજીને કૃષ્ણ ભજન તું કરવા દે
ધર્મ વૃતિએ ધરણીધરનું ધ્યાન ધૃતિથી ધરવા દે
અધમ પણાને અલગ રાખી ભંડાર ભકિતનો ભરવા દે
નટવર નામનું નાવ મળ્યું છે તો ભવસાગર તરવા દે !
નાશવંત નર નામ છોડીને અક્ષય વરને વરવા દે–વિષય૦

બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ— [ ૨૫ ]

દાસ પરે દયા લાવોરે દયાળુ દેવા દાસ પરે દયા લાવોરે–ટેક
સંસારી સંબંધ તોડી જીવ આપ ચરણે જોડી
હું તો બની બેઠો બાવો બાવોરે— દયાળુ૦
આંખો વિના સંકટ આવું ખાડામાં ગોથા ખાઉં
વા'રે અવિનાશી આવો આવોરે— દયાળુ.

સતી અનુસુયા— [ ૨૬ ]

મારે મોઢે મનાવી રાજી કહેવરાવી કલાવી પટાવી પુછો શું તમે (૨)
ફુલ સુગંધીવાળાં રૂડાંરંગે રૂપાળાં તેની મીઠી સુગંધી કોને નાગમે(૨)
લીલાં પીળાં ઝાડ પાન ઉપર પંખી કરે ગાન;
રાજ કાને સાંભળવા કોને ના ગમે ( ૨ )
વાહ ! કેવી છે શાણી બોલે મધુર વાણી;
ડાહી ડમરીના બોલ મારા મનમાં રમે–મારે.

**એમાં શું—** ( ૨૭ )

આપણે કરશું વકીલાત ત્યારે ભરશે કોણ પાણી
પછી ધણી ધણીયાણી થઇને માલશે બા !
આપણે પે'રશું પાટલુન બુટ કોટ નેકટાઈ;
પછી ધણી સેથા ટપકી પાડી નાચશેરે બા.
આપણે થાશું સોલ્જર કરશું ધુમ ફરરર !
વરજી લેંઘા ચોળી પહેરી સાચવશે ઘર !
ઘાઘરા પલટણ કરશે દેશનો ઉદ્ધાર;
ઓ મારા હિંદ તારો થઈ ગયો બેડો પાર-કરશું.

**એકજ ભુલ—** ( ૨૮ )

મને ભોળીને ભરમાવી રે મા, કેમ કરૂં ?
અણસમજુને ફોસલાવી રે મા, કેમ કરૂં ?
મારી પાસે પાસે આવે, છાની વાતો સંભળાવે,
મારૂં દીલ લલચાવે, પેલો ગરજી;
પ્યારી કહીને બોલાવે એની પાસે કેમ ફાવે !
એ તો સાંભળે ન એકે મારી અરજી.
છાતી....માંતો, અરરર રરરર અરરર રરરર થાયરે-મા.
એના મોઢાની મીઠાશ, એ તો જાણે નાગ પાશ,
પછી હોય કે ન હોય મારી મરજી,
કરે પરાણે એ પ્રીત, એ તે કયાં ની મરજી,
થઈ બેસે છે ધરાર મારો વરજી !
છાતીમાં તો થરરર રરરર થરરર થાયરે મા કેમ કરૂં ?

ભાગ્યોદય— [ ૨૯ ]
મને વરવાની આશમાં જોને વર પેલા સલામો ભરી રહ્યા-મ.
જોબનનો નવરંગ ચડયો,"તને અંગ અંગે સખી,
ખીલ્યું અનુપમ રૂપ મનોહર—પેલા સલામો.
મીઠાં સુણાવે ગીત ફાગણ જો પ્રેમનાં, શ્રંગારો મોકલે વસંત આ.
બને રમીકવર બાઈ મળ્યાં તને, બોળે કાં કંથને ?
વરને વસંતને ? બોલાવશે તને—પેલા સલામો.
લુચ્ચો પવન મારે અંગે લપટાયછે, ભમરો આ કંઇક કહી જાયછે
ગાંડા બન્યા છે બેઉ તારી મિઠાશમાં, રસના ઉલ્લાસમાં
બાહુના પાશમાં, ખેલે વિલાશમાં—પેલા સલામો.

મીનળ-મુંજાળ-- [ ૩૦ ]
અમર રહો અમ અમરપુરી સમ નંદનવાડી
આ ગુજરાતની વાડી.
કૃષ્ણચંદ્રના બસી નાદમાં, ગીરા ગુજરી ડોલે,
જેના સંતાનો ઉચ્ચારો, વેદ મંત્રના બોલે;
દેવતરે ગુજરાત જગતનું, ભાન કરાવે બ્રહ્મકર્મનું,
જેના પાને પાને લખાયા કર્મયોગના લેખ.
'અહીંસા પરમોધર્મ' આપણું જીવનસુત્ર છે એક—આ ગુજરાત.

---

વીરાટ પર્વ--                [ ૩૧ ]

કનઈયા મોંસે બેલો હોરી કરો ના ઠીકોરી
ચંદ્ર બદન નવ નટન ગ્વાલીની નયનોકી મતવારી
લેલે હાત પર માર કુંકમ, કર બહીયાં ઝકઝોરી;-કનૈયા
અબીલ ગુલાલ કે બાદર છાપે, બેલન નંદ બીહારી
કુંવર કાન મોહે રંગ બે ભીડકો, ભીનત ચુંનરી મોરી;-કનૈય
સબ સખીયાં મીલ બન બન આઇ, કોઇ શામલ કોઈ ગોરી
અપને અપને મન્દીરસે નીકલી, શામ નનંદકી ચોરી-કનૈયા.

સરસ્વતિચંદ્ર—                ( ૩૨ )

શીતળચંદ્ર જેવું વદન કાન્તિમાન
નયન મીચી લે તું શાંન્તીથી વિરામ
જાણે જઈ ભેટું એવા ઉમળકા આવે છે
બોલું કંઇ બોલું ત્યાંતો શરમ દબાવે છે

કંઇ કાંઈ અંતર થાય, થાય, થાય ના કહેવાય,
ચાલું ત્યાંતો ચરણો, અન્યો અન્ય અથડાયે છે.
લાગી લાગી આ સ્મર, લ્હાય, લ્હાય, લ્હાય, ન રહેવાય
જાગોજી જાગો વ્હાલા, નીંદ્રા વીસારી દ્યો
રાગી થઈ સ્વામી વ્હાલા, ત્યાગી સમાધી દ્યો
લળી લળી લાગું હું પાય, પાય, પાય, ઢાળું વાય-શીતળ

સુરદાસ—　　( ૩૩ )

બોલું ક્યાં મેરે પ્યારેકી બતિયાં
ખોલું ક્યાં મેરી છોટીસી છતિયાં–
ન ધીર ચેન ધરિ રેન ચુમિ ચુમિ
બદન શયન મેં દુઃખી કર ડારી
કિય પર હરી ડર, છત અધરન પર–બોલું૦

સાખી.

મરોર ડારો જોરસેં–મેરે કોમલ અંગ
એસે નીરદય નાથકો–સુપને કરૂ ન સંગ–બોલું૦

સાખી.

ત્રાસ બઢયો તનમેં અતિ–હીયકો ઘટયો હુલાસ
એસો જો મેં જાનતી–તો જાત ન પીયુંકી પાસ–બોલું૦

આરૂણોદય—　　( ૩૪ )

તમે જો જો ન વાયદા વીતાવજો,
પીયુ પહેલી પેસંજરમાં આવજો;
હાર તોરાથી સ્વાગત્ શોભાવજોરે—પીયું૦
સીલ્કની કીનાર કોઈક વાયલ આછેરાં,
કોઇક નવા નાટકના અચ્છા ઓપેરા;
થોડાં હેન્ડબીલ હેર ઓઈલના લાવજોરે—પીયું૦
એક હારમોન્યમ પેરીસનુ લાવજો,
આવવાનો તાર મને આગળથી આપજો;
તમે સામા સ્ટેશન પર સીધાવજોરે—પીયું૦

**સમાપ્ત.**

શ્રી લક્ષ્મીવિજય પ્રી. પ્રેસ (બા.ચ) રતનપોળ નગરશેઠની મારકીટમાં

**દેસાઈ રાયચંદ છગનલાલે છાપી. અમદાવાદ.**

આવૃતિ બીજી **કીંમત એક આનો.** સને ૧૯૨૫